# મુંબાઈ ઇલાકાની ભૂગોળ વિદ્યા.

(ગુજરાતના ઇતિહાસ સહિત સર્વોતમ નોટ)

પ્રસિદ્ધ કર્તા.

છોટાલાલ એન્ડ ભગુભાઇ કું. ખંભાત.

પુસ્તકો વેચનાર રચનાર તથા. પ્રસિદ્ધ કરનાર

આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦



અમદાવાદ—ગુજરાત ગેઝેટ પ્રેસ.

અને

પેટલાદ—"પારસમણી" પ્રેસ.

સંવત. ૧૯૫૨ સને. ૧૮૯૬

મુલ્ય રૂ. ૦—૧—૦

# અર્પણ પત્રિકા.

અખંડ પ્રૌઢ પ્રતાપી મહેરબાન નેકનામદાર.

**શ્રીમંત મહારાણા શ્રી. મોહનદેવજી આ-રોગ્ય. નારણદેવજી સાહેબની પવીત્ર સેવામાં.**

મુ. ધરમપુર.

શિક્ષકોને ઉપયોગી થઇ પડે એવા હેતુથી તૈયાર કરેલ આ લઘુ ગ્રંથ આપ કલ્પ તરૂ સમ પૂજ્યનીય નામદારની વિદ્યા ઉન્નતિની લાલસા પ્રજાજનોને સુખ શાંતિમાં રાખવામાં અને કુમળી વયના બાળ બાળાઓને ભારતીની પ્રસાદી લહાવામાં અગ્રપણું વિદ્વજ્જનોની કસોટી કરવામાં કુશળતા અને પ્રજામાં શૌર્ય સંપ વિનયાદિના અંકુરો ફુટેલા જોવામાં આપની પ્રશંસનીય ખંતાદિ સદ્ગુણોથી આકર્ષાઇ આપના નિર્મળ યશ સાથે આ પુર્ણ પ્રકાશને પામે એવા હેતુથી આપ યશવંત મહારાણાશ્રીનાજ કરકમળમાં મુકવા ઇચ્છું છું તે સ્વીકારશોજી.

લી. સ્નેહાધિન.

[illegible]શાહ. અને. ભગુભાઈ કં. ખંભાત.

લખનાર. ઍમ જે ઑી ખંભાત.

# કનક અને કાન્તા.

કીમત. એક રૂપીઆ.

આ સંસાર રૂપી સમુદ્રમાં નીતીરૂપી નાવમાં બેશી નીતીનીજ મઝા ખેલવા ઇચ્છતા હોય તેવા સદગ્રહસ્થોએ આ કનક—કાન્તા નામની દરપણ નોવેલને વાંચવા અમારી ભલામણ છે અગાઉથી ૮૦૦) ગ્રાહકો થઇ ચુક્યા છે હવે થોડો ભાગ બાકી છે તાકીદથી નામ નોંધાવા કૃપા કરવી.

લી.

ખંભાત



છોટાલાલ મોતીરામ એન્ડ.
બ્રધર્સ કંપની.

તદન વનસ્પતિની ચમત્કારીક રામબાન ધાતુ પુષ્ટની

## ગોળીયો.

જો તમો આઠ આનાની શીશી વાપરો અને તમારા ગમે તેવા ધાતુના દરદને ફાયદો નજ થાય તો લીધેલા પૈસા પાછા આપવામાં આવશે પણ જરા અમારૂ નીશાન તપાશીને લેજો.

લી. કેમીસ્ટ ડ્રગીસ્ટ એન્ડ ડીપોઝીટરસ કંપની.

# મુંબાઇ ઇલાકાની ભુગોળ વિદ્યા-
# ની ટુંક નોટ.

## દિશાઓનું વર્ણન.

દિશાઓ ચાર છે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ,

**પૂર્વ**—સૂર્ય ઉગે છે તેને.

**પશ્ચિમ**—સૂર્ય આથમે છે તેને.

**ઉત્તર**—સૂર્ય ઉગે છે તેની તરફ મોં કરીને ઉભા રહીએ તો ડાબા હાથતરફની ઉત્તર દિશા અને જમણા હાથ તરફની દક્ષિણ દિશા.

(ઉત્તર દક્ષિણ યાદ રહે માટે આ દોહરો મોઢે કરવો)

સૂર્ય સન્મુખ મોં કરી, ઉભા રહો સૌ વીર,
ડાબે કર ઉત્તર ગણો, જમણે દક્ષિણ તીર.

નકશાની દિશાઓ સમજવા માટે નીચેની આકૃતી આપેલી છે.



## વ્યાખ્યાઓ.

**મહાસાગર**—ખારા પાણીનો મોટો ભાગ જેમકે હિંદી મહાસાગર.

**સમુદ્ર**—ખારા પાણીનો નાનો ભાગ જેમકે અરબી સમુદ્ર.

**અખાત**—સમુદ્રનો ફાંટો લાંબો થઇ જમીનપર ગયો હોય તે.

**ઉપસાગર**—પહોળા મોઢાનો અખાત.

**સામુદ્રધુની**—પાણીના બે મહોટા ભાગને સાંધનારો પાણીનો નહાનો ભાગ.

**નદી**—મીઠાં પાણીનો પ્રવાહ પર્વત કે સરોવરમાંથી નીકળી નીચલી જગામાં થઇ વહે છે તે જેમકે મહી નદી.

**સરોવર**—પાણીનો જે ભાગ ચારે બાજુએ જમીનથી ઢંકાએલો હોય. તેને

**સંગમ**—પાણીના બે પ્રવાહનું એકઠું થવુ તેને સંગમ કહે છે.

**ભરતીઓટ**—સમુદ્રના પાણીનુ ચઢવું ઉતરવું તે.

**સંયોગીભૂમી**—બે મોટા જમીનના ભાગને સાંધનારો જમીનનો નાનો ભાગ.

**ખંડ**—જમીનના મ્હોટા ભાગો જેમાં ઘણા દેશો આવેલા હોય તેને ખંડ કહે છે.

**દેશ**—ઘણા ઈલાકા એકઠા થયેલા હોય તે.

**પ્રગણુ**—ઘણાં ગામ મળી જે તાલુકો થયો હોય તેને.

**ઈલાકા**—રાજ્ય ચલાવવાને જે ભાગ ગવરનર સાહેબની હકુમત તળે

હોય તે.

**એજન્સી**—ઘણાં દેશી રાજ્યો મળીને થયેલા તે.

**સંસ્થાન**—દેશી રાજાનો મુલક.

**ઉંચ પ્રદેશ**—પહાડપર જે દેશ આવેલો હોય તે.

**ઢળતો પ્રદેશ**—ડુંગરની હેઠળમાં જે દેશ આવેલો હોય તે.

**પર્વત**—ઘણા ડુંગરા એકઠા મળીને ઘણા ગાઉ સુધી ઉંચાને ઉંચા ચાલી ગયા હોય તે.

**બંદર**—દરીઆ કે નદી કીનારે આવેલું ગામ.

**બેટ**—જે જમીનનો ભાગ ચારે બાજુએ પાણીથી વીંટાએલો તે.

**દ્વિપકલ્પ**—જેની ત્રણે બાજુએ પાણી અને એક બાજુએ જમીન.

**ભૂશીર**—જે જમીનની અણી લાંબી વધીને સમુદ્રને મળી ગયેલી તે.

**જીલ્લો**—એક કલેક્ટરના તાબાનો ખાલસા મુલક જેમાં ઘણા તાલુકા હોય તે.

**મેદાન**—સપાટ જમીનના વીસ્તારેલા ભાગ.

**રણ**—ઘણા રેતાળ અને ઝાડ પાલા વગરનો જમીનનો મોટો ભાગ.

## મુંબાઇ ઇલાકાનું સામાન્ય વર્ણન.

આ ઇલાકામાં લગભગ ૨) કરોડ માણસની વસ્તી છે. તેમા બ્રિટિશ અને દેશી સત્તા ચાલે છે. સિવાય ફીરંગી અને હબસી સંનો છે લોકો હિંદુ, મુસલમાન, પારસી, યાહુદી વગેરે રહે છે.

હિંદુ લોકો, જૈન, વૈશ્નવ, શીવ, રામાનુજ, અને સ્વામીનારાયણ વગેરે અનેક પંથના ધર્મમાં છે મુસલમાન, ઇસ્લામી, પારસી, જર-

તોરતી અને યાહુદી અને ખ્રિસ્તી ધર્મ પાળે છે લોકો સિંધી, કચ્છી, ગુજરાતી, મરેઠી, કાનડી, અંગ્રેજી, વગેરે ભાષા બોલે છે એની વાવ્ય ઇશાન અને ઉત્તર દિશાએ બલુચિસ્તાન પંજાબ અને રજપુત સંસ્થાનો છે પૂર્વ અને અગ્નિ કોણમાં મધ્ય હિંદુસ્તાન દેશી સંસ્થાનો મધ્ય પ્રાંતો વરાડ અને નિઝામનું રાજ્ય છે દક્ષિણે મદ્રાસ ઇલાકો અને મહિસુર છે અને પશ્ચિમે અરબી સમુદ્ર છે

**મુખ્ય પર્વતો**—સંભાદ્રી કે પશ્ચિમ ઘાટ, સાતપુડા, પાવાગઢ, આરાસુર, આબુ, શેત્રુંજો, ગીર, ગીરનાર, હાલા.

**મુખ્ય નદીઓ**—સીંધુ, સાબરમતી, મહી, નર્મદા, તાપી, ગોદાવરી, ભીમા, નીરા, કૃષ્ણા.

**ભાગો**—(૧) સિંધ, (૨) કચ્છ, (૩) ગુજરાત, મહારાષ્ટ, દક્ષિણ, અને કોકણ, દક્ષિણ મહારાષ્ટ અને ઉત્તર કાનડા.

**સમુદ્ર**—અરબી; અખાત કચ્છનો, અને ખંભાતનો.

**મુખ્ય ભૂશીરો**—રાસમોરારી, જગત પોઈંટ, કેપ રામાસ, દીવ.

**બેટો**—મુંબાઇ, વસાઈ, ધારાપુર, સાષ્ટી, ગોપનાથ.

**લશ્કરની છાવણીઓ**—ભૂજ, રાજકોટ, અમદાવાદ, ડીસા, વડોદ્રા, મુંબાઈ, પુના,

**હવા ખાવાની જગ્યાઓ**—માથેરાઇન, આબુ, ખંડાળા પુરંધેર.

## પરદેશી સ્વતંત્ર સંસ્થાનો.

દીવ, દમણ, ગોવા.

**હબશીના સંસ્થાનો**—જાફરાબાદ અને જંજીરા.

**મુખ્ય બંદરો**—કરાંચી, માંડવી, પોરબંદર, જાફરાબાદ, ઘોઘા, ભાવનગર, ખંભાત, ભરૂચ, સુરત, વલસાડ, દમણ, મુંબાઇ, રત્નાગીરી, વિજયદુર્ગ, ગોવા, હોનાવર, અને કારવાડ.

**જાત્રાનાં ઠેકાણાં**—દ્વારકાં, સોમનાથ, ડાકોર, અંબાજી, સીદ્ધપુર, શામળાજી, બહુચરાજી, ચાણોદ, નાશીક, પંઢરપુર, વડતાલ, હિંગળાજ સિંધમાં છે.

**જૈનનાં જાત્રાનાં ઠેકાણાં**—ગીરનાર, આબુ, પાલીતાણા.

**પારસીનું જાત્રાનું ઠેકાણું**—ઉદવાડા.

## રાજ્ય રીતી.

એજન્સિઓ ગવરનર સાહેબના પોલીટીકાલ એજંટની સત્તા તળે છે એ રાજા રજવાડાઓની ખંડણી વસુલ કરે છે જીલ્લાના ઉપરીને કલેકટર કહે છે અને તાલુકામાં મામલતદારો રહે છે જીલ્લાને માટે એક મુખ્યં ન્યાયાધીસ હોય છે ઇલાકાની રાજધાની **મુંબાઈ** બેટ છે તેમાં ગવરનર રહે છે મુંબાઇ એને જૂદો જીલ્લો ઠરાવ્યો છે તેની અંદર જાણવા લાયક સ્થળો ટાઉન હોલ રાજાબાઇ ટાવર, ગોદી, ડકકો, બોરી બંદર, સ્ટેશન કાફર્ડ માકકીટ, ટંકશાળ, વિકટોરીઆગાર્ડન વિકટોરીઆ સંગ્રસ્થાન, મહાલક્ષ્મી, વાલકેશ્વર, કાલબાદેવી, મંબાદેવી, ભૂલેશ્વર, કોલાબાની ડાંડી, હાઇકોર્ટ વીગેરે છે.

## સિંધ.

**સીમા**—પૂર્વે જેસલમીરનું રણ અને રજપુત સંસ્થાનો. પશ્ચિમે હાલા પર્વત અને સુલેમાન પર્વત છે. ઉત્તરે બલુચિસ્તાન અને પંજાબ

છે. દક્ષિણે 'કચ્છી રણ અને અરબી સમુદ્ર.

**નદીઓ**—સિંધુ આ નદીનું મુળ હિમાલયમાં છે તેમાં ઉનાળામાં બરફ ઓગળવાથી એ નદીમાં પુર આવે છે.

**પર્વત**—હાલા. **સરોવર**—મંચર.

**મુશીર**—રાસમુરારી. **રણ**—થરપારકર.

**બંદર** કરાંચી અને શાહબંદર.

**જાત્રાનું ઠેકાણું**—હિંગળાજ કરાંચીની પશ્ચિમે છે.

**લોકોની ભાષા**—એ દેશમાં મુસલમાન લોકો રહે છે અને તેઓ બલુચી અને સિંધી ભાષા બોલે છે.

**કસબા**—લાર્ખાના અને રોહરી.

**પ્રાપ્તી**—સને ૧૮૪૩ માં સિંધના અમીરોને હરાવી એ પ્રાન્ત ઇંગ્રેજ સરકારે લઈ લીધો તેની તરફના મુખ્ય અધીકારીને કમીશનર કહે છે.

## ઇંગ્રેજનો મુલક અને તેના મુખ્ય શહેરો.

**ભાગ**

સિંધનો ઉપલો સરહદનો મૂલક........................જેકબાબાદ.

શિકારપુર......શિકારપુર, સક્કર, લાર્ખાના, અને રોહરી,

હૈદરાબાદ......................................હૈદરાબાદ.

કરાંચી..........................................કરાચી.

થરપારકર......................................ઉમરકોટ.

# દેશી રાજ્ય.

**ખૈરપુર સંસ્થાન**—ખૈરપુર.

**શહેર**—શિકારપુર, હૈદરાબાદ, કરાંચી, સક્કર, લાર્ખાની, શેહરા, ઉમરકોટ, ખૈરપુર.

**મુખ્ય નિકાસ**—ચોખા, બાજરી, ઘઉં, રૂ, જવ, સિંધુ નદીમાં મુલતાન સુધી આગબોટો ચાલે છે.

## કચ્છ

એની ઉત્તરે પૂર્વે અને અગ્નિમ ખુણામાં રણ છે દક્ષિણમાં કચ્છનો અખાત અને પશ્ચિમ અરબી સમુદ્ર છે

**પર્વત**—એમાં ડુંગરાની ત્રણ હારો છે ( ૧ ) ઉત્તરઘાટ કાળો રાયચલરો, ખડાર, લક્ષ્મી, ધોળો, મીલટવો, માણવો, ચાડવા, ઝારો, કરો, કાસય, ધીણોદર, હવાય ( ૩ ) ચાંદાવ

**નદી**—નાગમતી, રૂકમાવતી, અને ખારી,

**ભાગ**—એમાં (૧૬) પ્રગણાં છે પાવર, મીયાની, બન્ની, પચ્છમ, ખડીર, પ્રાંથળ, વાગડ, અંજાર, ચોવાશી, ભૂવડચોવીશી, કાંઠી, મોડાસી, અબડાસા, કંડ, ગરડો અને માક,

**શહેરો**—ભૂજ, મડવી, મુંદરા, લખપત, જખૌ, લુણા, અંજાર, રાપર' અધોઇ, ભચા, બેલાં, નળીઆ, કડોરા, રાસુમરીરોહા, ભદ્રેશર, કેરા, કંથકોટ

ભુજમાં પોલીટીકાલ એજંટ રહે છે તેમાં સદર અદાલત છે રાવ જાતે ભડેજા રજપુત છે તેમના કુટુંબમાં તે કેટલાક તો રાજા છે

# ગુજરાત

**સીમા**—ઉત્તરે કચ્છનું રણ, ને શીરોઈ પૂર્વે માળવાને ખાનદેશ દક્ષિણે થાણા જીલ્લો ને અરબી સમુદ્ર પશ્ચિમે કચ્છનો અખાત અને અરબી સમુદ્ર

**પર્વત**—રાજપીપળા, પાવાગડ, આરાસુરી, આબુ શિરોઇના ડુંગર, ચોટીલા, શેત્રુંજે, ગીરી, ગીરનાર, નેબર્ડા

**નદીઓ**—બનાસ, સરસ્વતી મછું, આજી, ભાદર, શેત્રુંજી, સાબરમતી મહી, ઢાઢર, નર્મદા, કીમ, તાપી, મીંઢોળા, પૂર્ણા, અંબીકા, પાર, કોલક દમણગંગા,

**ભુસીર**—જગતપોઈંટ અને દીવ **દ્વીપકલ્પ**—કાઠીઆવાડનો **અખાત**—કચ્છને ખંભાત **સમુદ્ર**—અરબી,

**બંદરો**—નવાનગર, પોરબંદર, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ, મહુવા ઘોઘા, ભાવનગર, ધોલેરા, ખંભાત ભરૂચ, સુરત, વલસાડ ને દમણ

**પેદાસ**—અનાજ ર તંબાકુ, ગળી, કસુંબી, મેવો, મહુડાં, વિગેરે

## ખંડ પહેલો.

| જીલ્લાઓ | રાજધાની |
|---|---|
| સુરત જીલ્લો | સુરત |
| ભરૂચ જીલ્લો | ભરૂચ |
| ખેડા જીલ્લો | ખેડા ને નડીઆદ |
| પંચમહાલ | ગોધરા |
| અમદાવાદ જીલ્લો | અમદાવાદ |

# સુરત જીલ્લો.

**સીમા**—એની ઉત્તરે કીમ નદી પુર્વે ગાયકવાડનો મુલક તથા વાંસદા તથા ધરમપોરનાં સંસ્થાનો આવેલાં છે દક્ષિણે દમણગંગા નદી પશ્ચિમે અરબી સમુદ્ર તથા ખંભાતનો અખાત છે

**પર્વત**—પારનેર ડુંગરી અને બીજા નાનાં ઘણાં છે.

**નદીઓ**—તાપી, કીમ, મીંઢોળી, પુર્ણા, અંબીકા, પાર, કોલક દમણગંગા.

**તાલુકા મુખ્ય ગામ તથા નદીઓ.**

**પારડી**—બાલદા, પારડી, બગવાડા, કુંના, ઉડવાડા, કોલક ઉમરસાડી

**નદીઓ**—પાર, કોલક, દમણગગા

**વલસાડ**—વલસાડ, છરવાડા, ભડેલી, ગાલવેણી, ઉંડાચ, બીલ્રી કોસંબા ને હરીઆ.

**નદીઓ**, અંબીકા, કાવેર, ખરેરા, ઔરંગી

**ચીકલી**—ચીકલી, દેગામ, ખેરગાન, આલીપોર.

**નદીઓ**—અંબીકા, કાવેરી, ખરેરા, ઔરંગી

**જલાલપોર**—પનાર, સીસોદરા જલાલપોર મટવાડા, અબરામા અમલસાડ, કછોલી, આટખરસાડ અષ્ટગામ.

**નદીઓ**—પુર્ણા, અંબિકા, કનાઇ, ખુટારા, કરકવા, બનવ.

**બારડોલી**—બારડોલી, કડોદ, સરભોણ, વાલોડ, મોતા, વરાડ, બુહારી, દેગામ, વાંકાનેર, કવાસ.

**નદીઓ**—તાપી, મીંઢોળા, પુર્ણા, જાંખરી.

**માંડવી**—માંડવી, બુહુધાન, ઘંટોલી, તડકેશ્વર;
**નદી**—તાપી.
**ચોર્યાશી**—સુરત, રાંદેર, કતારગામ, ભાઠા, કુંભારીઆ, ઉમરા,
**ઓરપાડ**—ઓરપાડ કુદીઆદ, ભગવાદાંડી, અડાજણ, સુડાલી, અમ-રોલી કોસાડ વરાછા.
**નદીઓ**—પુર્ણા અંબીકા.

## ભરૂચ જીલ્લો.

**સીમા**—ઉતરે મહી નદી પુર્વે ગાયકવાડનો મુલક દક્ષિણે કીમ નદી અને ખંભાતનો અખાત.
**નદીઓ**—મહી, ઢાઢર,
**જાત્રાનું ઠેકાણું**—શુકલ તીર્થ

### તાલુકા મુખ્ય ગામતથા નદીઓ.

**ભરૂચ**—શુકલતીર્થ, ઝાડેશ્વર, નિકોરા, શાહબાદ, ઝઘડીઆ, ટંકારીઆ, ભરૂચ, પારખેત અંકલેશ્વર.
**નદી**—નર્મદા
**અંકલેશ્વર**—અંકલેશ્વર હાંસોટ, દીવા, માંડવા, સુજ્જુર્ગ, ઇલાવ કતપુર, સીસોદરા.
**નદીઓ**—કીમ, ઉમરાવતી,
**વાગરા**—ગંધાર, વિલાયત, લખીગામ, વાગરા.
**આમો**—આમોદ, કેરવાડા, માતર, સરભોણ,
**જંબુસર**—જંબુસર ટંકારીઆ, દેગામ, કાવી, વેડચ, સારોદ,

# ખેડા જીલ્લો.

**સીમા**—ઉત્તરે અમદાવાદ જીલ્લો ગાયકવાડને, મહીકાંઠાનો કેટલોક મુલક અને વાડાસિનોરનું રાજ્ય પુર્વે અને દક્ષિણે મહિ નદી પશ્ચિમે ખંભાતનું સંસ્થાન તથા અમદાવાદ જીલ્લો છે.

**તાલુકા મુખ્ય ગામ તથા નદીઓ.**

**કપડવણજ**—કપડવણજ આંત્રોલી, છીપડી, કઠલાલ તોરણા, લસુંદ્રા.

**નદીઓ**—મોહોર, વાત્રક, વરાસી.

**ઠાસરા**—ઠાસરા જનોડ, પડાળ, કાલસર, ડાકોર.

**નદીઓ**—મહી, શેઢી, ગળતી,

**નડીઆદ**—નડીઆદ, મહુધા, અલીણા, ચુણેલ, મોહોલેલ, ઉત્તરસંડા ચકલાસી, નરસંડા, ડભાણ, વરતાલ,

**નદીઓ**—શેઢી, મોહોર, લૂણી,

**મેહેમદાવાદ**—મેહેમદાવાદ, ખેડા, સિહુજ, મહીજ, સરસવણી, કનીજ, રૂદણ.

**નદીઓ**—ખારી, વાત્રક, મેશ્વો, શેઢી.

**માતર**—માતર, રડું, લીંબાસી, ત્રાજ.

**નદીઓ**—સાબરમતી, વાત્રક.

**આણંદ**—આણંદ, ઉમરેઠ, નાપાડ, કરમસદ, ઓડ, સારસા, બોરીઆવી, સામરખા, વાસદ, ચીખોદરા, થામણા, સંડલપુર.

**નદીઓ**—મહી.

**બોરસદ**—બોરસદ, આંકલાવ, ભેટાસી, વીરસદ, અલારસા, રાસ, દાવોલ, દહેવાણ, ઝારોલ, પીપળાવ.

**જાત્રાનાં ઠેકાણાં**—ડાકોર, વડતાલ.

લસુંદરામાં ઉના પાણીના કુંડ છે કપડવણજમાં કાચને સાબુ બને છે નડીઆદમાં હાઇસ્કુલ છે.

## પંચમહાલ.

**શીમા**---ઉત્તરે લુણાવાડા સૂંથ અને સંજેલી આવેલાં છે પુર્વે બારીઆનું રાજ્ય દક્ષિણે ગાયકવાડનો મૂલક અને પશ્ચિમે ગાયકવાડનો મુલક તથા મહી નદી છે.

| **તાલુકા** | **મુખ્ય ગામ** |
|---|---|
| ગોધરા | ગોધરા અને સેહેરા |
| કાલોલ | કાલોલ હાલોલ અને વેજલપુર. |
| દાહોદ | દાહોદ અને ઝાલોદ. |

સટામાં સિંધીઆ પાસેથી ઈંગ્રેજ લોકને તે પ્રાંત મળ્યો તેના પહેલાં (૧) ગોધરા (૨) હાલોલ (૩) કાલોલ (૪) દાહોદ (૫) ઝાલોદ એમપાંચ્ પરગણાં હોવાથી એને પંચમહાલ કહે છે.

## અમદાવાદ.

**શીમા**—એની દક્ષિણે તથા પશ્ચિમે કાઠીઆવાડ ઉત્તરે ગાયકવાડનો મુલક અને પુર્વે તથા અગ્નિ કોણમાં ખેડા જીલ્લો ખંભાતનું સંસ્થાન તથા ખંભાતનો અખાત છે.

**નદી**—સાબરમતી.

**તળાવ**—નળ, મુનસર, ગંગાસર, મલાવ, કાંકરીયું, ચંડોળા, મસે.

**તાલુકા મુખ્ય ગામ તથા નદીઓ.**

**પ્રાંતીજ**—પ્રાંતીજ, મોડાસા, ઓરણુ, ગાબા, ધનસુરા, ચોઈલા, દેહેગાઇ.

**નદીઓ**—સાબરમતી, હાથમતી, વાત્રક, માઝૂમ, ખારી, મેશ્વો.

**વીરમગામ**—ગામ વીરમગામ, દેત્રોજ, ઓગણુ, ગોરેયા, રામપુર, સીતાપુર.

**ધોળકા**—ધોળકા, બાવળા, ચલોડા, ગાંગડ બદરખા, સરોડા, વૌઠા.

**દસક્રોઈ**—દસક્રોઈ, અમદાવાદ, ઉધારરાદ, વીવાકુહા, નરોડા, બારેજા, જેતલપુર.

**નદીઓ**—સાબરમતી, મેશ્વો, ખારી.

**ધંધુકા**—ધંધુકા ધોલેરા બરવાળા, રાનપુર, ખસ, ગાંફ.

**નદીઓ**—ભાદર, ગોમા, ઉતાવળી, નીલકા.

**ઘોઘા**—ઘોઘા, વાલૂક, અને કુમલેજ

**સાણંદ**—સાણંદ, સર્ખેજ, ગોધાવી, ચોરવડોદરા, કાસ્તંદ્રા, વીસલપુર, મોડાસા,

**નદીઓ**—સાબરમતી અને મોહર

## ખંડ ૨ જો.

## ગુજરાત માંહેલા દેશી રાજ્યો.

| ભાગ | મુખ્ય શહેર. |
| --- | --- |
| ૧) કાઠીઆવાડ એજન્સિ | રાજકોટ |
| ૨) પાલણપુર એજન્સિ | પાલણપુર ડીસા. |
| ૩) મહિકાંઠા એજન્સિ | સાદ્રા અને ઈડર |

૪ ) રેવા કાંઠા એજન્સિ.........................નાંદોદ.

૫ ) ગાયકવાડનો મુલક.........................વડોદરા.

૬ ) ખંભાત સંસ્થાન.........................ખંભાત.

૭ ) પંચમહાલ એજન્સિ.........................નારૂકોટ.

૮ ) સુરત એજન્સિ.........................વાંસદા ધરમપુર સચીન

## કાઠીઆવાડ એજન્સિ

**સીમા**—ઉત્તરે કચ્છનું રણ પુર્વે અમદાવાદ જીલ્લો અને ખંભાતી અખાત દક્ષિણે અરબી સમુદ્ર અને વાવ્ય કોણમાં કચ્છી અખાત.

**મુખ્ય પર્વતો**—ચોટીલા, વાલાકગીર, લાંબનાર, શેત્રુંજો ગીર, ગીરનાર બરડો.

**નદીઓ**—ભાદર શેત્રુંજી મચ્છું, ઓઝાત, અને આજી.

## આ. પો. એજટ સાહેબની કચેરી

| પ્રાંત | | | મુખ્ય રાજ્ય |
|---|---|---|---|
| ઝાલાવાડ | (ઉત્તરમાં)......... | વઢવાણ............ | ધ્રાંગદ્રા |
| ગોહેલવાડ | (પૂર્વ) ......... | સોનગઢ............ | ભાવનગર |
| સોરઠ | (દક્ષિણમાં)......... | માણેકવાડા............ | જુનાગડ |
| હાલાર | (પશ્ચિમમાં) | રાજકોટ............ | નવાનગર |

## પ્રગણાં મુખ્યગામ અને નદીઓ

**ઝાલાવાડ**—ધ્રાંગદ્રા, હળવદ, લીમડી, વઢવાણ, વાંકાનેર, લખતર, અને થળ સાયલા, ચુડા, બજાણા,

**નદીઓ**—ભોગાવો; લીમડીનો ભોગાવો, ફલ્ગુ, બ્રાંભણુ, મચ્છુ,

**ગોહેલવાડ**—ભાવનગર, સીહોર, કુંડલા, મહુવા પાલીતાણા, ગારિયાધર, વળાદ, લાઠી

**નદીઓ**—ભાવનગરની ખાડી, શેત્રુંજે, માલણુ ધાંતરવાડી

**ઉંડસરવૈયા**—ડાઠા, ગણુધટેલ, ચોક.

**નદીઓ**—બગડ.

**બાબરીઆવાડ**—જાફરાબાદ, દેદાણુ.

**નદીઓ**—ધાંતરવડી, રાવડી, ધોળાદરી, રૂપેણુ.

**કાઠીઆવાડ**—અમરેલી, ધારા, જેતપુર, ચીલખા, બીલખા.

**નદીઓ**—શુકભાદર, ગોંડલી, શેત્રુંજો.

**સોરઠ**—જૂનાગઢ, વેરાવળ.

**નદીઓ**—ભાદર, બુબી, ઓઝાત, સાવલી, સામાનં, સીંગવડો.

**બરડો—મુખ્ય ગામ**—પોરબંદર.

**નદીઓ**—ભાદર.

**હાલાર—ગામ**—નવાનગર, જોડીઆ, ઓભરણુ, ખંભાળીઆ, ગોંડલ, ધોરાજી, રાજકોટ, સુરધામ, ધ્રોળ.

**નદીઓ**—રામવતી, ઉંડ, આજી.

**મચ્છુકાંઠો—ગામ**—મોરબી, માળીઆ.

**નદીઓ**—મચ્છુ, ઘોડી, ધ્રાધ.

**ઓખામંડળ—મુખ્ય ગામ**—દ્વારકાં, કચ્છીગઢ આરંભડ પોસીતરૂ, ધીણુકી, મઢી.

**બંદર**—ભાવનગર, મહુવા, જાફરાબાદ, દીવ, વેરાવળ, માંગરોળ, નવીબંદર, પોરબંદર, દ્વારકાં, નવાનગર ને જોડીઆ

## પાલણપુર એજન્સિ.

**સીમા**—ઉત્તરે મારવાડ અને શીરોહી દક્ષિણે ગાયકવાડનો મુલક પૂર્વે શિરોહી અને મહિકાંઠા એજન્સિ અને પશ્ચિમે કચ્છનું રણ છે

**મુસલમાની સંસ્થાન**—પાલણપુર, રાધનપુર, વારાઈ અને તેરવાડી

**રજપુત સંસ્થાન**—થરાદ અને મોરવાડા, વાવ, સુઈગાંમ, દેદર, ચોરચા તથા સાંતલપુર.

**કોળીના સંસ્થાન**—ભાભર, કાંકેજ.

**નદીઓ**—બનાસ અને સરસ્વતી.

**પર્વત**—શીરોહીના ડુંગર.

ડીશામાં લશ્કરની છાવણી છે.

## મહિકાંઠા એજન્સિ.

**સીમા**—ઉત્તરે આબુ પર્વતને લગતા ડુંગરો. પુર્વે મેવાડનો પહાડી મુલક. દક્ષિણે ગાયકવાડનો દેહેગામ તાલૂકો અમદાવાદ ખેડા તથા પાલણપુર એજન્સી છે.

**નદીઓ**—સાબરમતી, વાત્રક, હાથમતી, ખારી, મેશ્વો, માજુમ, હાથમતીની નહેર.

| **પ્રગણા** | **સંસ્થાનો** |
|---|---|
| **નાની મારવાડ** | **ઇડર, દાંતા, માલપુર.** |
| **રેવર** | **મોહનપુર, રણાસર.** |

માણસા, પેથાપુર, વરસોડા, ઈલોલ.

**વાત્રકકાંઠો** આમલીઆરા, ઘોડાસર, સાઠંબા, પુનાદરા, ખડાળ

**બાવીસી** વાસણા, મહીસા, ઢંભોડા.

**કટોસણ** જેટાણા, સાંથલ, કટોસણ, મંગુના, આરાસુર ઉપર અંબાજીનું દહેરૂં છે દાંતામાંથી પથ્થર નીકળે છે અડપોદરા પાસે અબરખની ખાણો છે.

## રેવાકાંઠા એજન્સિ.

**સીમા**—ઉત્તરે મહીકાંઠા અને રજપુત સંસ્થાનો માંહેલા સંસ્થાનો પુર્વે મધ્ય હિંદુસ્તાન માંહેલારાજ્યો અને ખાનદેશ દક્ષિણે ગાયકવાડનો મુલક ને સુરત જીલ્લો પશ્ચિમે ગાયકવાડનાં મુલક ભરૂચ અને ખેડા જીલ્લાનો તથા પંચમહાલનો થોડો ભાગ છે.

**મુખ્ય નબદીઓ**—મહી, નર્મદ પુનમ, ગોમા, ઢાઢર, વીશ્વામીત્રી, હરેણ, કરજણ, ઓર.

**નાનાં સંસ્થાનો**-કડાણા સંજેલા, ભાદરવા, ઉમીટા, સંખેરમેવાસ, પાંડુમેવાસ.

**મોટાં સંસ્થાનો**—નાદોદ, રાજપીપળા, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, સુંથ, વાડાસીનોર.

**પર્વત**—રાજપીપળા.

**નદીઓ**—મહી, નર્મદા, પુનેમ, ગોમા ઢાઢર વીશ્વામીત્રી

### ગાયકવાડનો મૂલક.

એ રાજ એક જથે નથી પણ ગુજરાતના ઘણા ભાગમાં છુટું

છે તેના મુખ્ય ચાર જથા થઈ શકે છે.

૧ ) ઉત્તરતરફનો ભાગ—એમાં પાટણ સીધપુર, ખેરાળુ વડનગર, વિશનગર, મેસાણા વીજાપુર કડી વગેરે શહેરો છે.

૨ ) પશ્ચિમભાગ—દ્વારકાં ( ઓખામંડળ ) અમરેલી, ધારી, કોડીનાર, દામનગર, વીગેરે મહાલો છે.

૩ ) મધ્યભાગ—વડોદરા પાદરા, ડભોઇ, સીનોર સોજીત્રા પેટલાદ વગેરે છે.

૪ ) દક્ષિણ ભાગ—નવસારી ગણદેવી બળેશ્વર, વગેરે છે.

## પંચમહાલ એજન્સિ.

એ એજન્સિ પાવાગઢની પાસે આવેલી છે એમાં કોળીનાં ઘણાં નાનાં સંસ્થાનો છે તેમાં મુખ્ય નારૂ કોટ છે.

એ સંસ્થાન ઉપર પંચમહાલનો કલેકટર અંગ્રેજ તરફથી વહીવટ કરે છે તે ગર્વનરનો એજંટ કહેવાય છે.

## સુરત એજન્સિ.

એ એજન્સિ ગુજરાતની દક્ષિણે છે તેના ઉપર સુરતનો કલેકટર નજર રાખે છે.

**નદીઓ**—કાવેરી, અંબીકા, દમણગંગા.

**જાત્રાનાં ઠેકાણાં**—વાસદા માદેવકી ઉનાઇના કુંડ છે.

**સંસ્થાનો**—સચીન, વાંસદા, ધરમપુર.

સચીન સંસ્થાનના ગામ ચોર્યાશી તાલુકામાં વેરાતા છે

**નિકાશ**—ઈમારતી લાકડું અને સીસમ

# મહારાષ્ટ્ર દક્ષિણ અને કોકણ.

**સીમા**—ઉત્તરે સાતપૂડા પૂર્વે મધ્યપ્રાંતોને નીઝામનું રાજ્ય છે દક્ષિણે દક્ષિણમહારાષ્ટ્ર પશ્ચિમે સંહ્યાદ્રી પર્વત ને ગુજરાતનો ભાગ.

**પર્વત**—સંહ્યાદ્રી ને સાતપુડા.

**નદીઓ**—તાપી, ગોદાવરી, ભીમા, કૃષ્ણા, સીના, નીરા, મુળામુઠા, ગીરણા, પાંજરા, વારણા.

| ભાગ | ઇંગ્રેજી મુલક. |
|---|---|
| ખાનદેશ જીલ્લો | ધુળીઆ, માલેગામ, નંદુબાર. |
| નાશિક જીલ્લો | નાશિક ત્ર્યંબક |
| અહમદનગર જીલ્લો | અહમદનગર. |
| પુણા જીલ્લો | પુણા. |
| સતારા જીલ્લો | સતારા. |
| સોલાપુર જીલ્લો | સોલાપુર. |

## દેશી રાજ્ય.

ખાનદેશ એજન્સી—ડીગ, સલગણ, અને મહેવાસી પરગણાં

| | |
|---|---|
| પેઠ સંસ્થાન | પેઠ |
| અકલકોટ સંસ્થાન | અકલકોટ |
| સતારા જાગીર | ભોર, ફલટન, ઔધ, ને જત. |

**શહેરો**—ધુળીઆ, માલેગામ, નંદુબાર, નાશિક, ત્ર્યંબક, અહમદનગર, પુણા, સતારા, સોલાપુર, પંઢરપુર.

# કોકણ પ્રાંત.

**સીમા**—ઉત્તરે ગુજરાત પૂર્વે સહ્યાદ્રી દક્ષિણે ગોવાનું રાજ્ય અને પશ્ચિમે અરબી સમુદ્ર.
**પર્વત**—સહ્યાદ્રી
**બંદર**—મુંબાઈ, રત્નાગીરી
**બેટ**—સાષ્ટી, મુંબાઈ, ધારાપુરી.

| **ભાગ** | **ઈંગ્રેજી મુલક.** |
|---|---|
| થાણા જીલ્લો | થાણા, વાંદરા, કલ્યાણ. |
| મુંબાઈ જીલ્લો | મુંબાઈ. |
| કોલાબા જીલ્લો | કોલાબાને અલીબાગ |
| રત્નાગીરી જીલ્લો | રત્નાગીરી. |

## દેશી રાજ્ય

| | |
|---|---|
| જવાર સંસ્થાન | જવાર. |
| જંજીરા સંસ્થાન | જંજીરા ને જાફરાબાદ. |
| સાવંતવાડી | સાવંતવાડી. |

**સંસ્થાન.**

**શહેરો**—થાણા, વાંદરા, કલ્યાણ, મુંબાઈ, અલીબાગ, રત્નાગીરી, જવાર, જંજીરા, જાફરાબાદ, સાવંતવાડી.

# દક્ષિણ મહારાષ્ટ ને ઉતરકાનડા.

**સીમા**—ઉત્તરે મહારાષ્ટ પૂર્વે નીજામનું રાજ્ય ને મદ્રાસ ઇલાકો દક્ષિણે મહીસુરને મદ્રાસ પશ્ચિમે અરબી સમુદ્ર ગોવાને કોકણ.

નદીઓ- ભીમા, કૃષ્ણા, ઘટપ્રભા, મલપ્રભા, પંચગંગા, તુંગભદ્રા વર્ધા, અને વારણા.
બંદર—કારવાડ, કુંપડે, હોનાવર.

| ભાગ | ઇંગ્રેજી મુલક. |
|---|---|
| કલાદગી જીલ્લો | કલાદગી, બાલકોટ, વીજાપુર. |
| બેલગામ જીલ્લો | બેલગામ. |
| ધારવાડ જીલ્લો | ધારવાડ. |
| ઉત્તરકાનડા જીલ્લો | કારવાડ, કુંપડે, હોનાવર |

## દેશીરાજ્ય.

| | |
|---|---|
| કોલાપુર એજન્સિ | કોલાપુર. |
| સાવનુર સંસ્થાન | સાવનુર. |
| દક્ષિણ મરેઠા જાગીર | સાંગલી મીરજ જમખંડી કુરૂંદવાડ રામદુર્ગ |

શહેરો—કલાદેગી બાલકોટ વીજાપુર બેલગામ કોલાપુર ધારવાડ કારવાડ કુંપડે હોનાવર કોલાપુર સાવનૂર સાંગલી મીરજ જમખંડી કુરૂંદવાડ મુધોળ ને રામદુર્ગ.

બંદર—કારવાડ કુંપડે હોનાવર.
પર્વત—સંહ્યાદ્રી

## નદીઓ.

કચ્છના રણને મળનારી—બનાસ સરસ્વતી ફુલકું મચ્છુ આજી.
અરબી સમુદ્રને મળનારી—સિંધુ ભાદર તાપી.
ખંભાતના અખાતને મળનારી—સાબરમતી મહી ઢાઢર કીમ ન

મંદા શેત્રુંજી અને શુકભાદર.

**બંગાળાના ઉપસાગરને મળનારી**—ગોદાવરી અને કૃષ્ણા

**સાબરમતીને મળનારી**—વાત્રક ભોગાવો હાથમતી, ખારી

**વાત્રકને મળનારી**—મેશ્વો શેઢી ને માજુમ મળે છે.

**શેઢીને મળનારી**—મોહોર અને લૂણી મળે છે.

**નર્મદાને મળનારી**—ઉમરાવતી અને ઓર મળે છે.

**તાપીને મળનારી**—પૂર્ણા પાંજરા અને ગીરણા મળે છે.

**ભીમાને મળનારી**--સીના નીરા ને મૂળા મુઠા મળે છે.

**કૃષ્ણાને મળનારી**—ભીમા પંચગંગા ઘટપ્રભા મલપ્રભા અને વારણી મળે છે.

## નદીઓ વિષે હકીકત.

**શિંધુ**—હિમાલયમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે એને કાંઠે—મિથનકોટ સક્કર બક્કર રોરી હૈદરાબાદ કોટી ટટ્ટા મીયાણી અને કરાંચી છે.

**ભાદર**—મદાવનના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે એને કાંઠે—જસદણ, જેતપુર, ધોરાજી, અને નવીબંદર છે.

**બનાસ**—શીરોઇના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે એને કાંઠે ડીસા અને પાલણપુર છે.

**સરસ્વતી**—શીરોઇના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે એને કાંઠે—દાંતા, સીધપૂર, પાટણ છે.

**મચ્છુ**—ચોટીલાના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે એને

કાંઠે—વાંકાનેર, મોરબી, ને માળીઆ છે.

**શેત્રુંજી**—ગીર પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે એને કાંઠે—ધારી, પાલીતાણા, તળાજા છે.

**સાબરમતી**—મેવાડના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

**મહી**—માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે એને કાંઠે—પાલી લૂણાવાડા ને ખંભાત.

**ઢાઢર**—રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે એને કાંઠે—ટંકારી બંદર છે.

**નર્મદા**—સાતપૂડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે એને કાંઠે—ચાણોદ, કન્યાળી, નાંદોદ, શીનોર અને ભરૂચ છે.

**તાપી**—સાતપૂડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે એને કાંઠે—માંડવી, સુરત, રાંદેર છે.

**ગોદાવરી**—નાસીક પાસેના સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે એને કાંઠે—સતારા, સાંગલી, મીરજ અને કુરૂંદવાડ છે.

**ભીમા**—સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી કૃષ્ણાને મળે છે એને કાંઠે—પંઢરપૂર છે.

**કૃષ્ણા**—સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે એને કાંઠે—સતારા, સાંગલી મીરજ અને કુરૂંદવાડ છે.

**નીરા**—સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી ભીમાને મળે છે એને કાંઠે—મોર અને ફલટન છે.

**શાહેરનું નામ.** **શાહેરોની હકીકત.**

**સક્કર**--વેપારનું મથક

**હૈદરાબાદ**—શેત્રંજી રેશમી કાપડ માટીના વાસણ અને ચામડાની વસ્તુઓને માટે.

**કરાંચી**—ઘઉ તેલ કાઢવાના બીઆઓને માટે.

**નગરપારક**—ધાબળા શેત્રંજી અને ચામડાને ધીને માટે.

**ભુજ**—સોના રૂપાની કારીગરી કામળ અને હીરનું ભરત રેશમી-અને સુતરાઉ કાપડના કારખાનાને માટે.

**જામનગર**—કંકુ બાંધણી તથા બધુકને માટે.

**ખૈરપુર**—એ દેશી રાજ્ય મીરઅલ્લી મુરાદના તાબામાં છે

**ઉમરકોટ**--એમાં અકબર બાદશાહનો જન્મ થયો હતો.

**જેકબાબા**—જેમાં પો૦ ટી૦ સુ૦ ટેન્ટેન રહે છે.

**જુનાગઢ**—એની પાસે શ્રાવકનાં દહેરાં અને ગુરૂ દત્તાત્રીનાં પગલાં છે.

**બગસરા**—ઓઢવાને માટે ચોફાળને સારૂ.

**રાજકોટ**—એમાં ટેનીંગ કોલેજ તથા રાજકુમાર કોલેજ છે.

**ધારી**—ઘોડાનો સામાન તથા તલવારના મ્યાનને સારૂં.

**કોડીનાર**—કચકડાનો સામાન અને લુહાર કામ.

**દીવ**—કચકડાનો સામાન.

**અમરેલી**—સોના રૂપાની કારીગરી અને સુતરાઉ કાપડ ને જીનને માટે.

**પેથાપુર**—બાંધણી સાડીઓ નેબંદુકને માટે.

**દેવગઢ**—ઈમારતી લાકડું ને કરીઆણાના સાગાનને માટે.
**લુણાવાડા**—સુતારી કારીગરને માટે.
**વાંસદા**—મજૂર ગળી ને રોસમને માટે.
**ધરમપુર**—સાદડી ઈંટો નળીયાં અને સુતરેલ પાટીને માટે.
**અમદાવાદ**—કીનખાબ મશરૂ ગોતીજોટા ઉંચુ કાપડ ટ્રેનીંગ કોલેજ હાઈસ્કુલ છાપખાનાં મીલો બાગ અને તળાવને માટે.
**વીરમગામ**—દરજીની કારીગરીને માટે.
**પાટડી**—મીઠાને માટે.
**વૌઠા**—કારતક સુદ પુનમના મેળાને માટે.
**ભાવનગર**—ખાંડ સાકર ખરાદીનું કામ અને તેલના કુંડા શેવગાંઠીઆ વગેરે સામાનને માટે.
**મહેમદાવાદ**—બમરીઓ કુવો.
**કપડવણજ**—કાચ અને સાબુના કારખાનાને માટે.
**ભરૂચ**—ગુંદરપાક તથા સુતરાઉ કાપડ.
**સુરત**—ઘારી પાપડી તથા જમણને માટે.
**ગોધરા**—ઈમારતી લાકડું તથા તેલને માટે.
**દાહોદ**—બાંયસીંગ.
**ચાંપાનેર**—જુમા મસીદ કાળકામાતાનું દેવળ અને ખાપરા ઝવેરીનો મહેલ.
**ખંભાત**—અકીકના પથરા નવી ઈંગ્રેજી હાઈસ્કુલ શેતરંજી, જાડું કાપડ સુતરફેણી.

**વડોદરા**—લક્ષ્મીવિલાસ મહેલ કાચો, કોલેજ, બાગ બગીચા પરવાળ અને પાન, કળાભૂવન.

**સંખેડા**—પથ્થરની ઘંટી તથા છત્ર પલંગને માટે.

**ડભોઈ**—તાંબા પીતળનાં વાસણ.

**સોજીત્રા**—ગુંદરપાક અને ડબગરનું કામ.

**પાદર**—ખાદીને માટે.

**નવસારી**—કેળાં ને ફનસને માટે.

**ગણદેવી**—ગોળને શેરડીને માટે.

**બીલીમોરા**—હાથીદાંતની કારીગરીને ભરેલા સુખડની પેટી.

**પાટણ**—વનરાજ ચાવડાની મૂર્તિને માટે માટીના વાસણ તથા સુડી.

**સીધ્ધપુર**—રૂદ્રમાળા માતાનું શ્રાદ્ધ કરવાની જગ્યા અને મગદળના લાડુ.

**વીશનગર**—તાંબા પીતળના વાસણ.

**આત્રસુંબા**—છરા ને લોઢીઓને માટે.

**મુંબાઈ**—મુંબાઈ ઇલાકાની રાજધાની.

**પુના**—પાન ને ચીત્ર કામને માટે.

**નાશક તથા ત્ર્યંબક**—પીતળના લોટાને માટે.

**પેંઠ**—પાઘડી સારી થાય છે.

**સાવંતવાડી** લાકડીઓ રંગીન સામાન ગંજીફા વગેરે.

**અહમદનગર**—સીતા નદી પર ચાંદબીબીની રાજધાની.

**સોલાપુર**—ધોતી જોટાને સાડીઓ.

**પંઢરપુર**—જાત્રાનુ ઠેકાણું.
**જત**—સુરો ખાર. ધાતુ ગાળવાની કુલ્લીઓને માટે માટી.
**કોલાબા**—સોપારી, મીરજ, સારંગી, તંબુરા ને શેરડી.
**ઉત્તરકાનડા**—નાળીએર.
**ધુળીઆ**—પાંજરા નદીપર ખાનદેશનું મુખ્ય શહેર.
**સતારા**—સીવાજીના વંશની રાજધાની.
**થાણા**—પીતાંબરને માટે.
**કલ્યાણ**—રેલવે જંકશન.
**બાલકોટ**—વેપારનું મથક.
**વિજાપુર**—મુસલમાની રાજધાની.
**હુબળી**—સુતરાઉ અને ઉનના કાપડ.
**કોલાપુર**—શીવાજીના વંશની શાખા રાજ કરે છે.
**નડીઆદ**—તંબાકુ, હાઈસ્કુલ સંતરામ મહારાજનું મંદીર તથા નવા ટાઈવિરને તથા દુધને માટે.



# ગુજરાતના ઇતીહાસપર ટુંક નોધ.

આપણે ગુજરાતના વાસીઓ ગુર્જરો કહેવાઇએ છીએ આપણા બાપદાદાઓ જોર્જીઆમાં વસતા હતાપ્રથમ પંજાબમાં આવી તે વસેલા તેમેણે કાકુઆ જમીનપર ચઢાઈ કરવાતેડી લાવેલા તેમની પછી મુશલમાને એ રાજ્ય કર્યુ અ નેહાલ ઇંગ્રેજનો અમલ છે

ભાવનગરની ઉત્તરમાં આવેલા વળા ગામની પાસે જે હાલ ખંડેરો જોવામાં આવે છે જ્યાં આજે ખંડીત થયેલા શીવ મંદીરો નજરે પડે છે તે આ ગુજરાતના રાજ્યનગર વલભીપુરના છે તે શહેર કોણે ને ક્યારે વસાવ્યું તે બરાબર જણાયુ નથી એક દંત કથા ઉપરથી એમ જણાય છે કે એક બાવાના શાપથી તે નાશ પામ્યું ઈ. સ. ૧૪૪ થી ૩૪૪ સુધીના મળેલા લેખ ઉપરથી જણાય છે કે ત્યાં મોટા રજપુત રાજાઓ રાજ્ય કરતા તે ગાદીએ થયેલા ૧૮ રાજામાં છેલ્લા ૫ શીલાદિત્ય નામાગથી ઓળખાય છે છેલ્લો શીલાદીત્ય શીવમાર્ગી હતો આ શહેરના નાશ પછી ચાવડા રજપુતના હાથમાં રાજ્ય આવ્યું

**પંચાસર**—કચ્છના રણની નજીક ઝીંઝુવાડાની ઉત્તરમાં આ શહેર હતુ તેમાં કનકસેનના વંશનો જયશીખર ( જસરાજ ) રાજ કરતો હતો. તે ૭૯૬માં રાજ કરતો હતો તેની રૂડી કારકીર્દીથી લોક સૂખી

હતા અત્રેનો રાજ કવીશંકર ફરતાં ફરતાં કનોજ દેશના કલ્યાણી દરબારમાં જઇ ત્યાંના રાજા સોળંકી ભૂવડના આગળ ગુજરાત તથા જયશીખર વિષે બહુ બડાઈ હાંકી અને સૂતેલા સિંહને જગાડયો આથી ભૂવડે ગુજરાત જીતવા માટે પોતાના મીર સરદારને મોકલ્યો ગુર્જર સેનાપતી સુરો સુરપાળ ખુબ લઢયો અને મીરને હરાવ્યો આથી ભુવડ પડે ચડયો અને પંચાસરને ઘેરો ઘાલ્યો તે (૫૨) દિવસ સુધી રહ્યા આખરે ભારે લડાઈ થઇ અને હજારો માણુસ કપાઇ મુઆ જયશિખરના માણુસ થોડા હોવાથી કેસરીયાં કરતો તે રણમાં પડયો ભૂવડ પંચાસરનો ધણી થયો તેણે કાઠીઆવાડ ને કચ્છના રાજાને જીત્યા અંતે એક વહીવટદાર મુકી સ્વદેશ ગયો.

**વનરાજ ચાવડો**—૭૪૬. ૮૦૬. ૬૦. જયશીખરે લડાઈના વખતમાં પોતાના શાળા સુરપાળ સાથે ગર્ભવંતી રાણી રૂપસુંદરીને વનમાં મોકલી દીધી ત્યાં કેશર નામની ભીલડીએ તેની બરદાસ કરી વૈશાખી પૂનમને દહાડે રૂપસુંદરીને કુંવર અવતર્યો વનમાં તે જન્મ્યા માટે તેનું નામ વનરાજ પાડયું ભુવડના ભયથી ડરી પહાડો અને જંગલમાં ભટકતાં મા દીકરાને શીલ ગુણસુંદરી નામના ગોરજી પોતાને ત્યાં છ માસ પછી તેડી ગયા વનરાજના નામ પરથી તે ગામને વનોડ કહે છે બાળ રાજા અહીં મોટો થયો એટલે સુરપાળે તેને જંગલ અને ડુંગરામાં પોતાની સાથે ફેરવી હોંશીયાર કર્યો તેવામાં સુરપાળ ગુજરી ગયો પણ વનરાજે ભીલોનું લશ્કર બનાવી રાજ્ય પદ ધારણ કર્યું પણ જોરાવર ભુવડના આગળ કેટલાક વખત સુધી ને ફાવ્યો નહીં,

ભુવડ તરફથી ગુજરાતની ઉપજ મીનળદેવી નામની તેની કુંવરીને મળતી એ બાઈના માણસો જ્યારે ગુજરાતમાંથી પુષ્કળ ધન લઈ જતાં હતાં તે વખતે વનરાજે તેમનાપર તૂટી પડી સઘળું ખુચાવી લીધું અને સરસ્વતીને તીરે ઈ. સ. ૭૪૬ માં પૈસાથી નવું શહેર વસાવી ત્યાં ગાદી કરી જંગલમાં તેને સંતાવાની જગા બતાવનાર ભરવાડના નામથી તેનું નામ અણહીલપુર પાડયું શ્રી દેવી નામની વાણીયણે તેની સારી રીતે ચાકરી કરી તેથી ગાદીએ બેસતી વખત તેને હાથે તીલક કરાવ્યું તેના વર ચાંપાનો પ્રધાન નીમવામાં આવ્યો તેણે ચાંપાનેર વસાવ્યું ૧૧૦ વર્ષની લાંબી ઉમરે વનરાજનો કાળ થયો.

**યોગરાજ**—વનરાજ પછી તેનો પરાક્રમી કુંવર ગાદીએ આવ્યો તેણે ઉપજ તથા રાજ્ય વધાર્યું તે શુરો ચતુર અને ભણેલો અને ન્યાયી હતો તેણે એક ગ્રંથ લખ્યો છે વહાણનો કાફલો લુટયો માટે તેણે પોતાના કુંવરને ઘણોજ ઠપકો દીધો હતો.

## ચાવડા વંશની વંશાવળી ૭૪૬. ૯૪૨. ૧૯૬

| | | | |
|---|---|---|---|
| વનરાજ | ૭૪૬ | ૮૦૬ | ૬૦ |
| યોગરાજ | ૮૦૬ | ૮૪૨ | ૩૬ |
| ક્ષેમરાજ | ૮૪૨ | ૮૬૬ | ૨૪ |
| ભુવડ | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| વિરસિંહ | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| રત્નાદિત્ય | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| સામંતસિંહ | ૯૩૫ | ૯૪૨ | ૭ |

**ક્ષેમરાજ**—વખતમાં રાજ્યની આબાદી સારી હતી ભૂવડ અને વિરસીંહના વખતમાં કંઈ જાણવા લાયક બન્યું નથી વિરસીંહનો પુત્ર રત્નાદીત્ય શુરો અને પ્રમાણીક હતો તેણે લુચ્ચાં ઠગારા લોકોને સજા કરી લોકોને સુખી કર્યા તેનો પુત્ર સામતસિંહ નબળો અને દુર્ગુણી હતો સોલંકી ભૂવડની ચોથી પેઢીએ થનાર ભૂવનાદીત્યનો રાજ નામે કુંમાર સામતસિંહની બેન લીલાદેવી વેરે પરણ્યો તેને મુળરાજ નામે કુવર થયો દિશામાં મુળરાજને મામાએ ગાદી આપી પછી પાછી માગતા મુળરાજે બંડ કરી સામંતસિંહને મારી નાંખ્યો.

## સોલંકી—વંશ—૯૪૨—૧૨૪૪—૩૦૨.

| | | | |
|---|---|---|---|
| મુળરાજ | ૯૪૨ | ૯૯૭ | ૫૫ |
| ચામુંડ | ૯૯૭ | ૧૦૧૦ | ૧૩ |
| વલ્લભસેન | ૧૦૧૦ | ૧૦૧૦ | ૦ |
| દુલ્લભસેન | ૧૦૧૦ | ૧૦૨૨ | ૧૨ |
| ભીમદેવ ( પહેલો ) | ૧૦૨૨ | ૧૦૭૨ | ૫૦ |
| કરણ | ૧૦૭૨ | ૧૦૯૪ | ૨૨ |
| સિધ્ધરાજ | ૧૦૯૪ | ૧૧૪૩ | ૪૯ |
| કુમારપાળ | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| અજેપાળ | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| બાળમુળરાજ ( ૨ ) | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ |
| ભીમદેવ ભોળો બીજો | ૧૧૭૯ | ૧૨૪૨ | ૬૩ |
| ત્રીભોવનપાળ | ૧૨૪૨ | ૧૨૪૪ | ૨ |

**મુળરાજ**—પ્રસવ વખતે તેની મા લીલાદેવી મરી ગઇ તેથી તેનું પેટ મારી તેને જીવતો કાઢી લીધો હતો મુળનક્ષત્રમાં જન્મ થવાથી તેનું નામ મુળરાજ પાડયું. તે ગાદીએ આવ્યો ત્યારે ઉત્તરમાંથી અજમેરનો રાજા ચઢી આવ્યો અને દક્ષિણેથી તેલંગણના રાજાનો બાર્પ સરદાર ચઢી આવ્યો અજમેરના રાજાને ગર્થ આપી પાછો વાળ્યો પણ બાર્પસાથે લઢી તેને હરાવ્યો પછી ખંડીઆ રાજાઓને વશ કરવામાં તેનું મન ગુંથાયું મુળરાજની આજ્ઞા તોડી સોરઠનો ભૂપતી ગૃહરીપુરનો મનાયેજની જાત્રાળુઓને લૂટવા લાગ્યો તેથી મુળરાજે તેની સાથે લડાઇ જોડી ગૃહરીપુરની મદદમાં કચ્છનો લાખો તથા બીજા રાજા હતા તથાપી તે હાર્યો અને લાખો રણમાં પડયા અને કચ્છનો સોરઠનો મુળરાજ ધણી થયો.

મહી અને નર્મદાની વચ્ચે આવેલા લાટ દેશના રાજાએ મુળરાજનું અપમાન કર્યું તેથી તેની સાથે લઢી તેને હરાવ્યો આ લડાઇમાં મુળરાજ ચામુંડનુ પરાક્રમ જોઈ ઘણો રાજી થયો આબૂથી નર્મદાની દક્ષિણ સુધી તેની સત્તા ચાલતી તેણે ઘણાં શીવ મંદીરો બંધાવ્યાં સીદ્ધપૂરમાં બંધાવવા માંડેલું રૂદ્રમાળ પુરૂં થતા પહેલાં તેનો કાળ થયો માંશાળીઆને મારવાથી લાગેલા પાપથી તેને છુટવાને બ્રાહ્મણોને બહુ દાન આપ્યું વેદાન્ત જાણનાર બ્રાહ્મણોને અહીં વસાવ્યા તેઓ ઔદીચક સહસ્ત્ર સહેવાય છે તેની પછી તેનો પુત્ર ચામુડ ગાદીએ બેઠો.

**ચામુંડ—૯૯૭—૧૦૧૦—**એને ત્રણ દીકરા હતા તેમના નામ

વલ્લભસેન, દુર્લભસેન, ને નાગરાજ પાટવી કુંવરને ગાદી સોંપી ચામુંડ કાશીએ ગયો.

**વલ્લભસેન**—૧૦૧૦—૧૦૧૦, એ સાલ અને દયાળુ હતો થોડા વખતમાં બળીયાના રોગથી તેનું મરણ થયું તેથી ચામુંડે કાશીએથી આવી દુર્લભસેનને ગાદી આપીને પોતે શુકલતીર્થમાં જઇ વસ્યો.

**દુર્લભસેન**—એની કાર્કિર્દી વખાણવા લાયક હતી તેણે ઘણાં દેરાં ને તળાવ બંધાવ્યાં તેની પછી નાગરાજનો કુંવર ભીમદેવ ગાદીએ આવ્યો.

**ભીમદેવ**—એના વખતમાં ગીજનીનો બાદશાહ સુલતાનમહમદ ચડીઆવ્યો તેથી તેની સામે જોઈતી તૈયારી થઇ શકી નહીં તેથી સોમનાથ આગળ લડતાં ભીમદેવનું નીશાન ધુળમાં રગદોળાયું; તેહારી કચ્છ ભણી નાશી ગયો.

સુલતાન મહમદે સોમનાથનું દહેરૂં લુટી શીવજીના બાણના ચાર કડકા કરી પુષ્કળ ધન લઈ ભીમદેવ પૂઠે ધાયો ભીમ કંથકોટ ગઢમાં ભરાયો અને મહમદ ગયા પછી પાછો આવ્યો.

એણે સિંધ દેશ જીત્યો કાશીના રાજા કરણની મદદથી માળવા ઉપર ચઢાઈ કરી માળવાનો રાજા ભોજ તેમની સામો થયો લડાઈ ચાલતી હતી તેવામાં ભોજ ગુજરી ગયો તેથી કાશીના રાજા કરણે ધારાનગરીનો ભંડાર લુંટયો માળવાની ઉપજ ભીમદેવને મળી હીંદુસ્તાનનો જે ભાગ મુસલમાનના હાથમાં હતો ને પાછો મે-

જાવા વિશળદેવના ઉપરી પણ નીચે રજપુત રાજા ભેગા થયા ભીમ તેમાં ભળ્યો નહીં તેથી વિશળદેવ ગુજરાતપર ચડી આવ્યો ભીમ હાર્યો અને પુષ્કળ ધન વિશળદેવને મળ્યું અને ભીમે જ્યારે રણભૂમીપર વિસનગર વસાવવાનું કબુલ કર્યું ત્યારેજ તે પાછો ગયો વિમળશા નામના ગ્રહસ્થ બ્રાહ્મણે તેના વખતમાં આબુ ઉપર દેલવાડામાં અને આરાસુર ઉપર કુંભારીઆમાં ઘણાં સુંદીર દહેરાં બંધાવેલા જેમાંના હાલ બળી જતાં સાડા પાંચ બાકી છે.

ભીમદેવના પુત્રના નામ ક્ષેમરાજ, કરણ, મુળરાજ ઘડપણમાં ઇશ્વર ભક્તિ કરવાના હેતુથી ક્ષેમરાજને ગાદી આપવા માંડી પણ તેણે લીધી નહીં અને બાપની સાથે તીર્થમાં જઇ રહ્યો ને કરણને ગાદી મળી.

**કરણ**—એણે રાજ્ય આબાદીને માટે ધંધુકા, આશાવળ અને મહેવાસના કોળી રાજાને વશ કર્યા એણે મોઢેરામાં કરણસાગર તળાવ તથા કેટલાક દેવાલયો બંધાવ્યાં એણે વસાવેલી કરણાવતી નગરી કયાં આગળ છે તે જણાયું નથી તેની પછી તેનો કુંવર સીદ્ધરાજ ગાદીએ બેઠો,

**સીદ્ધરાજ**—કરણના મરણ વખતે તે બાળક હતો તેથી રાજ્ય માતા મીનળદેવી રાજકારભાર કરતી એણે વીરમગામમાં મુનસર તથા ધોળકામાં મલાવ તળાવ બંધાવ્યાં જે વખતે રાજમાતા બાળરાજાને લઇ ગુંજરાતમાં ફરવા નીકળી હતી તે વખતે માલવપતી યશોવરમા પાટણપર ચડી આવ્યો પ્રધાને તેને ધન આપી પાછો વાળ્યો ને

સીધરાજને ગમ્યું નહીં તેથી તેને લડાઈ જોડી આ વખતે સહસ્ત્રલીંગ નામે તળાવ પાટણમાં ખોદાવ્યું માલવપતી સાથે બાર વરસ લડી તેને હરાવ્યો ને કેદ કરી પાટણ લાવ્યો અને પછી ભાગેલા દુશ્મનને માન આપી પોતાની લાયકી જણાવી રૂદ્રમહાલય તેણે પુરૂં કરાવ્યું.

સીંધ દેશના રાજાની કુંવરીને કંઈ ધર્મ સબંધી વહેમથી વનમાં મુકી આવેલા તેને સોરઠના એક કુંભારે ઉછેરી તેનું નામ રાણકદેવી પાડયું તેની સગાઇ સિદ્ધરાજ સાથે થઈ હતી પણ લગન પહેલાં જુનાગઢના રાવખેંગારે તેનું હરણ કર્યું આથી ચીડાઇ સિદ્ધરાજે બાર વરસ સુધી ખેંગાર સાથે લઢી તેને તથા તેના રાણકદેવીથી થયેલા બે કુંવરને મારી નાંખ્યા પણ રાણકદેવી પુંનઃલગ્ન ન કરતાં વઢવાણ આગળ સતી થઈ.

સિદ્ધરાજે જળાશ્રયો અને પુસ્કળ દહેરાં બંધાવ્યાં રાજ્યમાં વધારો કરી તેનો સારી રીતે બંદોબસ્ત રાખ્યો તેના રાજની હદ ઉત્તરે આબુની પેલી પાર પૂર્વે માળવા સુધી અને દક્ષિણે કોલાપુર સુધી હતી તે અપુત્ર મરણ પામવાથી તેના ઓરમન કાકા ક્ષેમરાજના વંશજે રાજ્યના ધણી થયા ક્ષેમરાજના કુંવરનું નામ દેવપ્રસાદ અને દેવપ્રસાદનો ત્રીભોવનપાળ નામે પુત્ર હતો જેને મહીપાળ, કિર્તીપાળ, કુમારપાળ નામે પુત્રો હતા અને પ્રેમળદેવી તથા દેવળદેવી નામની બે દીકરીઓ હતી સામંતસીંહ નામના સિદ્ધરાજના સામંત વેરે પહેલી પરણી અને બીજી કાશ્મીરના રાજા સાથે પરણાવી કોઇ જોશીએ

સિદ્ધરાજને કહ્યું કેતારી પાછળ કુમારપાળ ગાદીએ આવશે પણ એ વાત સિદ્ધરાજને મુદ્દલ ગમી નહીં તેણે કુમારપાળને પકડવાને છાના જાસુસો મોકલેલાં હતાં પણ તે માળવામાં નાશી ગયો ખંભાતમાં પણ જઇને હીમાચાર્યના અપાસરામાં કેટલોક વખત સતાઇ રહેલો સિદ્ધરાજનો કાળ થયાની વાત સાંભળી તેણે પાટણમાં આવી કહાનદેવીની મદદથી ગાદી મેળવી.

**કુમારપાળ**—આ વખતે તેની ઉમર (૫૦) વર્ષની હતી રઝળતી અવસ્થામાં ઉદાયન નામના મંત્રીએ તથા હિમાચાર્ય ગોરજીએ તેને ઘણી મદદ કરેલી તેનો ગાદી મળે બદલો આપવાને શ્રાવક થવાનું જે પણ આપ્યું હતું તે તેણે પાળ્યું.

કુમારપાળે નાગોરથી ચઢી આવેલા આનરાજાને જખમી કરી તાબે કર્યો પછી માલવપતીએ ચઢાઈ કરી તેની સામે એક લશ્કર મોકલ્યું પણ લશ્કરના સરદારો ફુટી શત્રુને મળી ગયા તેથી કુમારપાળે પંડે તેમને હરાવ્યા.

કોકણના રાજા મલીકાર્જુનને જીતવા કુમારપાળે મોકલેલો આમ્રભટ એકવાર હાર્યો પણ બીજી ફેરી ત્યાંના રાજાને મારી પુષ્કળ ધન લઇ જય કરી પાછો ફર્યો. આ રાજાએ જૈન મંદિરો તથા શિવાલયો બંધાવ્યાં લગભગ પાયમાલ થઇ ગયેલું સોમનાથનું દહેરૂં સજુ કરાવ્યું રક્તપીતના રોગથી તે ૮૦ વર્ષની ઉમરે મરી ગયો તેથી તેના ભાઇ મહીપાળનો કુંવર અજેપાળ ગાદીએ બેઠો.

**અજેપાળ**—શીવધર્મ આ રાજાએ જૈન મંદીર તોડી પાડ્યાં

અને ગોરજીઓને ઠેર માર્યા આખરે તેનાજ ખવાસે તેની છાતીમાં કટાર મારી તેનો પ્રાણ લીધો તેની પછી તેનો પુત્ર મુળરાજ ગાદીએ આવ્યો.

મૂળરાજ બીજો એ નાનો હોવાથી તેને બાળમૂળરાજ કહેતા તેની નાનીવયમાં રાજમાતા નાયકીદેવી કારભાર કરતી આવા વખતમાં કાબુલનો બાદશાહ શાહબુદીનઘોરી ૧૧૭૮ ગુજરાતપર ચઢી આવ્યો તેને બાળરાજાના કાકા ભીમદેવે હરાવી હાંકી મુકયો એજ વરસ રાજ કરી તે ગુજરી ગયો તેથી ગાદીનો વારસ ભીમદેવ થયો.

**ભીમદેવ**—ચઢાઉ ને અવીચારી હતો તેથી ભોળોભીમ કહેવાય છે હીંદુસ્તાન સર કરવા શાહબુદીન ફરીથી ચઢી આવ્યો ત્યારે સઘળા રજપુત રાજા એક બીજાની મદદમાં રહી બાદશાહની સામે થવાને બદલે અંદર અંદર લઢયા તેથી શાહબુદીન ફાવી ગયો.

અજમેરનો ચોહાણ રાજા સોમેશ્વરના પુત્ર પૃથુરાજને તેની માના બાપની ગાદી મળી તેથી તે અજમેર અને દીલ્લીનો ધણી થયો તેથી તેના મશીઆઇ ભાઇ કનોજના રાજા જયચંદ્રે દીલ્લીની ગાદીનો અડધો ભાગ માગ્યો આથી ટંટો થયો વળી ગુર્જરેશ્વર ભીમદેવ સાથે પણ પૃથ્વીરાજને લડાઇ હતી કારણ કે આબુના રાજાની કુંવરીની સગાઇ પૃથ્વીરાજ સાથે થયેલી તેને ભીમદેવે માગી આથી આબુપતીએ કુંવરીને અજમેર દરબાર મોકલી દીધી આથી ભીમદેવે આબુના રાજાને લડાઇમાં હરાવી નસાડયો અજમેર બણી નાસતા તે તેની પાછળ પડયો અને અજમેર આગળ લડાઇ થઇ

તેમાં ભીમેશ્વર મરાયો તેથી પૃથ્વીરાજે ગુજરાતપર ચઢાઈ કરી ભીમદેવને હરાવ્યો આમ ગુજરાત, દીલ્લી, અને કનોજના રાજાઓમાં કુસંપ હતો.

**શાહબુદીનઘોરી**—૧૧૯૩ માં દીલ્લીપર ચઢી આવ્યો તેમાં પૃથ્વીરાજ હાર્યો અને કેદ પકડાયો અને મરાયો અને રાજ્યગાદી દીલ્લી મુસલમાનોને હાથ ગઈ શાહબુદીને પછી કનોજ પણ સર કર્યું તેના સરદાર કુતબુદીને ઈ. સ. ૧૧૯૫ માં ગુજરાતપર ચડાઈ કરી ભીમને હરાવીને નસાડયો પણ બીજા ક્ષત્રી રાજાની મદદથી ભોળાભીમે પાછા આવીને જખમી કર્યો બાદશાહી ફોજ આવી પહોંચવાથી કુતબુદીન બચ્યો અને ભીમદેવને પાછા નાશી જવું પડયું પણ પછી પાછા આવી તેણે મુસલમાનોને હાંકી કાઢયા આ વખતે તેના સામંતોએ બળવો કર્યો એક જયતસિંહ નામના સોલંકીએ તો ઈ. સ. ૧૨૨૪ માં રાજ્ય પોતાના હાથમાં લઇ પોતાની આણ ફેરવી ત્રણ ચાર વરસમાં ભીમદેવે તેની પાસેથી ગાદી પાછી મેળવી પછી વાઘેલા સરદારોએ બળવો કરી કેટલોક ભાગ જીતી ધોળકામાં ગાદી સ્થાપી ઈ. સ. ૧૨૪૨ માં મરણ પામ્યો તેની પાછળ તેનો કુવર ગાદીએ આવ્યો.

**ત્રીભોવનપાળ**—એ નબળો હોવાથી વાઘેલા, ધોળકાના રાણા વિશળદેવે રાજ્ય ખુંચાવી લીધુ.

## વાઘેલા વંશની વંશાવળી.

| | | | |
|---|---|---|---|
| વિશળદેવ | ૧૨૪૪ | ૧૨૬૨ | ૧૮ |

| | | | |
|---|---|---|---|
| અરજુનદેવ | ૧૨૬૨ | ૧૨૭૫ | ૧૩ |
| સારંગદેવ | ૧૨૭૫ | ૧૨૯૯ | ૪ |
| કરણઘેલો | ૧૨૯૯ | ૧૩૦૪ | ૨૫ |

સોલંકી રાજવંશી નબળા ડી ગયા તે વખતે ભોળા ભીમને અરણોરાજ નામના વાઘેલા સ . સારી મદદ કરી તેથી તેના પુત્ર લવણપ્રસાદને ભીમદેવે વજ રાત આપી.

પણ પાછળથી ન બનવાથી પ્રધાને બંડ કર્યું અને સાબરમતી અને નર્મદાની મચ્ચેનો મુલક ધોળકા તથા ધંધુકા વિગેરે કબજે કરી ધોળકામાં ગાદી સ્થાપી તેને વિરધવળ નામે પરાક્રમી કુંવર હતો તેને ખંભાત તથા ગોધરા જીતો રાજમાં વધારો કર્યો વિરધવળના દિવાન વસ્તુપાળ અને તેજપાળ લડાઇના કામમાં અને રાજના કામમાં ઘણા શુરા હતાં વિરધવળને બે કુવર હતા વીરમદેવ અને વિશળ-દેવ વિરમદેવને કારભારીઓ સાથે અણબનાવ હતો તેથી તેને વી-રમ ગામમાં રાંખતા તેણે બાપના મરણ પછી ગાદીને માટે દાવો કર્યો પણ વસ્તુપાળની મદદથી વીશળદેવ રાજા થયો ૧૨૪૦ અને વીરમદેવ હાર્યો ને માર્યો ગયો વિશળદેવ ત્રીભોવનપાળને હરાવી પાટણ સર કર્યું એ ગુજરાતનો રાજા થયો શ્રાવક વાણીઆને હાંકી મુકી એણે નાગર બ્રાહ્મણને વજીરાત આપી કર્ણાટકના રાજાની કુંવ-રીની સાથે તે પરણ્યો હતો અર્જુનદેવને સારંગદેવના વખતમાં કંઇ જાણવા લાયક બન્યું નથી.

## કરણ ઘેલો.

આ [illegible]ના વાઘેલા રાજાને તેના આપખુદી અને જક્કી સ્વભાવથી ઘેલો કરણે માધવ પ્રધાનની સ્ત્રીને તે બળાત્કારે પોતાને ત્યાં લઇ ગયો તેથી માધવે જઇ દીલ્લીના બાદશાહને ગુજરાતપર ચઢાઇ કરવા ઉસ્કેર્યો ઇ. સ. ૧૨૯૭ માં અલ્લાઉદીને તેના ભાઈ અલફખાં તથા વડા વજીર નસરતખાનને મોટી ફોજ આપી ગુજરાતપર મોકલ્યા ભારે લડાઈ થઇ કરણ હારી નાશી જઇ બાંગલાણુમાં ભરાયો રૂડી ગુજરાત મુસલમાનને હાથ ગઈ તેમણે ગામ, ખેતરાં બાળી તથા લુંટી રૈયતને બહુ દુઃખ દીધું રૂદ્રમાલ તોડી પાડયું કરણની પટરાણી કમળાદેવીને દીલ્લી લઈ ગયા અને અલાઉદીને તેને પોતાની માનીતી બેગમ ઠરાવી ક્ષત્રાણી કમળાદેવીએ એમાંની એક છોકરી જે દેવળદેવી કરણની સાથે હતી તેને મંગાવી લેવાને બાદશાહને શોખવ્યું.

મલેક કાફુરે બાંગલાણુમાં મોટા લસ્કર સહીત જઈ કરણ પાસે દેવળદેવીને માગી કરણે તે એકદમ ન આપતાં લડયો પણ દેવળદેવીને બળાત્કારે પકડી મુસલમાન દીલ્લી લઈ ગયા અને શુરો ગુજરાતનો છેલ્લો ક્ષત્રી રાજા અતિ દુઃખ પામી આખરે મૂઓ ઈ. સ. ૧૩૦૪.

સમાપ્ત.

# દી. કેમ્મે ડ્રગ્સ એન્ડ ડીપો

# કોપરમ્ કંપની.

સરવે સદ્ગૃહસ્થોને વીનવવા માં આવે છે કે: આ કંપનીમાં દરેક જાતની અરજીઓ-નોટીસો દસ્તાવેજ, ખત-પત્રો કાયદાની પરીપુરણ સંભાળથી લખી આપવામાં આવે છે તેમજ દેશી અને અંગ્રેજી અનુભવી અકશીર દવાઓ વેચાથી આપવામાં આવે છે

આ કંપની સાથે સબંધ રાખનાર ગ્રાહકનું કામ ઘણીજ કાળજી અને કીફાયતથી કરી આપવામાં આવશે તેમ પરદેશથી હરકોઈ માલ મંગાવવો હશે તો યોગ્ય કમીસન લઈ ત્વરાથી મંગાવી આપવામાં આવશે.

આ કંપનીમાં ઘણીજ જાતનાં પુસ્તકો કીફાયતે રોકડ કીમતથી આપવામાં આવે છે માટે હરકોઇ ગ્રાહકને ખરીદવા ઊતકંઠા પ્રાપ્ત થતી હોય તો એક ફેરો આ કંપનીની મુલાકાત લઇ ખાતરી કરવા અમારી ભલામણ છે.

મુ. ખંભાત }
ઠે. બજારમાં કન- }
શારા બ્રાસી. }

લી.
છોટાલાલ એન્ડ બાબુભાઈ
અને વ્યવસ્થાપકો